# સ્ત્રી સદ્‌બોધ સાગર.

સ્ત્રી કેળવણી માટે.

રચનાર.

(સ્વર્ગવાસી) નાથાલાલ જેશંકર મેહેતા.

કડિ તાલુકા સ્કુલના પેહેલા આસિસ્ટંટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

મણીલાલ છોટાલાલ પંડયા.

નિવાસ નારદ્દીપૂર. તાલુકે કલોલ.

હરિગિત છંદ.

હું સ્ત્રી શીખામણ શરણે, આ બુક લઘુ પ્રીતે કરૂં;
સદ્‌ગુણ સાર ભરેલ એવી, સજ્જનો આગે ધરૂં.
પ્રીતે કરી વાંચો વિવેકે, હર્ષ ઊરમાં થાપશો;
ભૂલચુકની માફી મને, તમ દાસ જાણી આપશો.

અમદાવાદ.

પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં

"એંગ્લો વર્નાક્યુલર પ્રિંટિંગ પ્રેસ"માં છાપ્યું.

સંવત ૧૯૪૬. સને ૧૮૯૦

કિંમત ૫ પાઇ.

સામટી લેનારને સેંકડે દસ ચોપડી કમીશન મળશે.

# સૂચના.

દુનિયાને દિપાવનાર અને મનુષ્યરૂપી અમુલ્ય રત્નનિ ઉત્પતિના સ્થાનકરૂપ માયાળુ માતાઓ અને પ્રિય બેહેનો બનતો શ્રમ લેઈને બનાવેલી આ નાની પણ ઘણીજ ઉપીયોગી ચોપડી તમારી સન્નારીયોની સેવામાં મુકુછું અને વિનવું છું કે મારી અલ્પ મતિ પ્રમાણે જે સાધારણ પાળવાના નિયમો આમાં બતાવ્યા છે તેની કદર જાણી સદ્ગુણુ સંઘરી દુરગુણુનો ત્યાગ કરશો.

અગારો પેહેલ્લ વેહેલોજ યત્ન હોવાથી ઘણી ખરી ભૂલો ચુકો નજરે આવશે તો ભૂલની ક્ષમા કરશો. આ પોથી રચવામાં મારી એજ અભિલાશા છે.

પ્રિય બેનો તમે પોતે સુધરી હવે પછી થનારી પ્રજાને તમારા સુધારાનાં સારાં ફળ ચખાડો એવી મારી તમારા પ્રત્યે પ્રેમ પૂર્વક માગણી છે.

પ્રિય બેનો તમારા સુધર્યાં વિના પુરૂષનો સઘળો સુધારો લુલો છે અને આ સંસારની મહા મુસાફરીમાં પુરૂષનો ખરો મદદગાર સોબતી તેની સ્ત્રી છે. આશા છે કે આ જુજ કિંમતની ચોપડીથી અમુલ્ય લાભ થવાની ખાત્રીથી સરવે સાહેબો ગ્રહણ કરશો. એજ અરજ.

તા. ૧ જાનેવારી સને ૧૮૮૭.


મુ૦ કડી.

**નાથાલાલ જેશંકર મેહેતા**

કડી૦ તા૦ મુ૦ પે૦ આ૦

**નિવાસ નારદીપુર.**

## ગરબી—અમે ઇશ્વર માગીએ એટલું.

સ્નેહે શાણી બેનો તમે સાંભળો, કહું પાળવા પવિત્ર નિયમ;
સુણોને સ્નેહથી.

નાનપણે નાહાવું ધોવું નીમથી,
કરવો વિધ વિધ વિદ્યા અભ્યાસ. સુ૦ ૨
આજ્ઞા માતપીતાની પાળવી,
ભાંડુ સાથે ન કરીયે કુસંપ. સુ૦ ૩
પ્રીતેથી પ્રભુને આરાધીયે,
નવ રમવામાં રાખો ચીત. સુ૦ ૪
સર્વે ઊઠયા પેહેલાં નિત્ય ઉઠવું,
સુદ્ધ ચીત્તેથી કરવું સ્નાન. સુ૦ ૫
પાણી ગળીને વાસણ માજીયે,
ભમીયે ન કદી પરઘેર. સુ૦ ૬
ભાઈ ભોજાઇનાં વેણુજ શાંખીયે,
સામો કરીયે કદિ ન ઉચ્ચાર. સુ૦ ૭
પરણ્યો એજ પતિ પ્રભૂ માનવો,
પાળવો પ્રતિવ્રતાનો ધર્મ. સુ૦ ૮
વેહેલા ઊઠી નાહાવું ધોવું નીમથી,
સાસુ સસરાની કરવી સેવ. સુ૦ ૯
પતી નિદ્રામાંથી ઊઠયા પછી,
દાતણ લોટો નાહાવા આપો નીર. સુ૦ ૧૦

પતિ નાહિ સુતરઅ પેહેર્યા પછી,
કરવું ચરણોદકનું પાન. સુ૦ ૧૧
પૂજાપો સેવાને કારણે,
તૈયાર કરો હરનીશ. સુ૦ ૧૨
સુતરઅ ધરેણા ધારણ કરી,
જાવું જળ ભરવાને ઘાટ. સુ૦ ૧૩
વાટે ઘાટે નિંદ્યા નવ ઉચરો,
પરપુંરૂષથી કરવી ન વાત. સુ૦ ૧૪
સાસુ સસરાને જેઠજી માનવા,
શિરછત્રને તાત સમાન. સુણો૦ ૧૫
નણદી દેરાણી જેઠાણી જાણવાં,
પુજ્યા પાત્રને બેહેનો સમાન. સુણો૦ ૧૬
દિયર બંધુ પોતાનો ધારવો,
વધે આબરૂ માત પીતાય. સુણો૦ ૧૭
સાસરીયાં સામુ નવ બોલીયે,
વદીએ અમરત રસવેણ. સુણો૦ સુણો૦ ૧૮
પવિત્ર પાક પતિને જમાડીયે,
પછી જમવાનો કરવો વિચાર. સુણો૦ ૧૯
અન્ન જોઈ આડકી વીણીયે,
લોટ ચાળીને કરવી રસોઈ. સુણો૦ ૨૦
પાણી કદિ ઉઘાડું ન રાખીયે,
ગળી વાપરવું હરનીશ. સુણો૦ ૨૧
ચીત રાણીને વાસણ માજીયે,

કદિ રહે નહિંરે અજીઠ. સુણો૦ ૨૨
પરપુરૂષનું નહિરે નિહાળવું,
એક દ્રષ્ટિથી તેનું મુખ. સુણો૦ ૨૩
પ્રિતે પરમેશ્વરને સંભારીયે,
ધ્યાન રૂદિયે ધરો આઠે પહોર. સુણો૦ ૨૪
પતિ સાસુ નણંદને હસો નહિ,
કદિ આવે કૌતિક અનેક. સુણો૦ ૨૫
લાજ કાડી ચાલો વાટે શેરીયે,
પરપુરૂષની કરવી ન વાત. સુણો૦ ૨૬
મશ્કરી કરે નર મૂરખો,
તરછોડી તજો તેને તર્ત. સુણો૦ ૨૭
વાણી મધુરા સ્વરથી બોલવી,
કરવી નિંદા નહિં કો દીન. સુણો૦ ૨૮
ઘરનિ વાત વેહેવારની વિનતિ.
જઈ કરવી નહિં પરઘેર, સુણો૦ ૨૯
પતિ આગ્યા લઈ નિત્ય પોઢીયે,
વેહેલાં ઉઠી કરો નિત્ય નીમ. સુણો૦ ૩૦
પરપુરૂષની સંગે હસો નહિ,
જેથી માથે ચઢેરે કલંક. સુણો૦ ૩૧
પતિ દોસ્ત એકાંતે ન બેશીયે,
તજો વ્યભિચારિણિનો સંગ. સુણો૦ ૩૨
માર મારે પતિ અપરાધથી,
રીસ લાવો નહિંરે લગાર. સુણો૦ ૩૩

દયા દાન વ્રત નીમ પાળીયે,
પતિ આજ્ઞા પ્રમાણે પૂન્ય. સુણો૦ ૩૪
કોઈ દેખતાં કદિય રડો નહિં,
હોય અગણિત દુઃખનાં ઝાડ. સુણો૦ ૩૫
પર પુરૂષના ગુણ ન વખાણીયે,
પરનારીનાં ગણિયે ન સુખ. સુણો૦ ૩૬
સુખ દુઃખ નશિબે આવી પડે,
પતિ માનોને પ્રાણાધાર. સુણો૦ ૩૭
આવે અતિત અભ્યાગત આંગણે,
સનમાન દેવું અન્નાદાંન. સુણો૦ ૩૮
ધન પૂત્ર દેખી નવ છાકીયે,
મોટપણાનો તજો અભિમાન. સુણો૦ ૩૯
પારકું સુખ દેખીને રીઝીએ,
દુઃખે દુભાવો આપણી દેહ. સુણો૦ ૪૦
પ્રાતઃકાળે ઉઠી પતિ મુખ જોવું,
જેથી સુખમાં દિન વહિ જાય. સુણો૦ ૪૧
સાસરેથી વસ્તુ કાંઈ લેઈને,
પુછ્યા વિના ન આપો પીએર. સુણો૦ ૪૨
અન્ન વિના વ્યસન નવ રાખીયે,
ભૂંડા બાપણનો કરો ત્યાગ. સુણો૦ ૪૩
જાન જાત્રાને જળને કારણે,
જાવું માતા સાસુની સંગ. સુણો૦ ૪૪
પતિ બહારથી આવે જ્યારે,

નમસ્કાર કરો સાષ્ટાંગ. સુણો૦ ૪૫
અલંકાર ઓછો હોય આપણે,
તોયે દમીયે નહિં ભરથાર. સુણો૦ ૪૬
શોક્ય આવે નશીબના જોગથી,
તોયે મનમાં રાખો સંતોષ. સુણો૦ ૪૭
પાંની પગનીથી અંગોઠા સુધી,
કોઈ ઉઘાડું દેખે ન અંગ. સુણો૦ ૪૮
સુ શોભીત શોભા સદ્ગુણની,
તેને અંગે ધરો હરનીશ. સુણો૦ ૪૯
અતિ હેતે બાળકને રમાડીયે,
રીસ કરી ન મારીયે માર. સુણો૦ ૫૦
બાળ પરમેશ્વરનાં જાણવાં,
જીભ્યે મારાં ન કહિયે કદાચ. સુણો૦ ૫૧
મુખ દરપણ લેઈને નિહાળીયે,
પતિ પુરૂષ દેખે નહિ એમ. સુણો૦ ૫૨
પતિ હોય કદિ પરદેશમાં,
તોયે સાસરે રહિ કરો સેવ. સુણો૦ ૫૩
વસ્ત્ર પેહેરો વિવેકથી શોભતાં,
સ્વપ્ને પુરૂષ ન દેખે એમ. સુણો૦ ૫૪
ઘર ઝાડી ઝુડીને વાળીયે.
જીવ જંતુના પ્રાણ ન જાય. સુણો૦ ૫૫
ઘર લિંપી ગુંપી સ્વચ્છ રાખીયે,
ચોક ધુવો રાખો ચતુરાઈ. સુણો૦ ૫૬

અજાણ્યાં ફળ ન આરોગવાં,
કુકી પાણી ન પીવું કદાચ. સુણો૦ ૫૭
કોઈ પુરૂષ તે મુખ દેખે નહિં,
રજવંતીયે રેહેવું એકાંત. સુણો૦ ૫૮
ચાર દિવસ રહેવું ચતુરાઈથી,
કોઈ પુરૂષ જાણે નહિં ગર્મ. સુણો૦ ૫૯
નિતિ શાસ્ત્ર વાંચો અતિ હેતથી,
ગર્ભવંતિ યે રાખો નિયમ. સુણો૦ ૬૦
વય તેર વર્ષની થયા પછી.
ઉઘાડુ ન મેલવું અંગ સુણો૦ ૬૧
તીથી પરવણી આવે પુન્યનિ,
વસ્ત્ર ધોવાં નહિ તે દિન. સુણો૦ ૬૨
સાયંકાળે મોં વાળી રડો નહિ,
અતિ અઘટિત મૃત્યુ જો થાય. સુણો૦ ૬૩
વસ્તુ વેચી વેચીને આપીએ,
કદી એકલાં ન કરીએ આહાર. સુણો૦ ૬૪
શણગાર તજો વિધવા થઈ,
રાખો હરિ ભજવાની ટેક. સુણો૦ ૬૫
વિદ્યાભ્યાસ કરિ ગ્રંથ વાંચવા,
લેવા તેમાંથી તત્વજ સાર. સુણો૦ ૬૬
સંત મહાત્મા ગુરૂને સેવવા,
અતિ નિંદ્રા આળસ રાખી દુર સુણો૦ ૬૭
કામ ક્રોધ તજી પ્રભુ પૂજવા;

કથા કિરતનમાં જોડી તાન. સુણો૦ ૬૮
પ્રભુ પાસે અભય પદ માગવું
કાપો લક્ષ ચોરાશીનો ફેર. સુણો૦ ૬૯
સાસરીયાનું વચન ન લોપવું,
સસરા પીયેરમાં ન જાણો ભેદ. સુણો૦ ૭૦
તમો ગુણુને ટાળવો ટેકથી,
રાખો ક્ષમા તણો ગુણુ સાર. સુણો૦ ૭૧
અજાણ્યાં ફળ નવ ચાખીયે,
જેથી જીવનું જોખમ થાય. સુણો૦ ૭૨
નાથાલાલ કહે સદ્દગુણુ લહો,
જેથી દુરગુણુ તો થાય દુર. સુણો૦ ૭૩

## રજસ્વાળા સ્ત્રીને પાળવાના બાર નિયમો.

### હરિગિત છંદ.

(૧) રજવંતીએ દીન ચાર સુધી, બ્રહ્મચરીય પાળવું,
પતિ પુરૂષને પોતાનું મુખ, દરપણુમાં ન નિહાળવું.
(૨) બાળક ચકોર થવાને અરથે, ઉંઘ આળસ ટાળશો;
આ નિયમ દ્વાદશ પ્રેમ પૂર્વક નિત્ય એનો પાળશો. ૧
(૩) અતિ શબ્દ કાન સુણ્યા થકી, સંતાન બેહેરૂ થાય છે;
(૪) કોઢ રોગ તો નવ થાય માટે, તેલ અંગ તજાય છે.
(૫) આખંડ ચક્ષુ કારણે તમે, મેશ આંખે ન ઘાલશો;
આ નિયમ દ્વાદશ પ્રેમ પૂર્વક, નિત્ય એનો પાળશો. ૨

(૬) બહુ પવનમાં નવ બેસશો, અતિ બાળ ઉદર પીડાય છે;
વળી નિરૂધમીને અતિ અહારી, બાળ ઘેલુ થાય છે,
(૭) સંતાન બુધીવાન અરથે, રોઈ મોં નવ વાળશો;
આ નિયમ દ્વાદશ પ્રેમ પૂર્વક નિત્ય બેનો પાળશો. ૩
(૮) પરજા નિરોગિ થાય, અતિ મહેનત અંગે નવ કરો;
એક ટેક રાખી નિત્ય પ્રભુનું, ધ્યાન તો પ્રીતે ધરો.
(૯) અતિ દાહ અંગે ન થાય, જેથી તીખી વસ્તું ટાળશો;
આ નિયમ દ્વાદશ પ્રેમ પૂર્વક નિત્ય બેનો પાળશો. ૫
(૧૦) અતિ વાયુ વાળિ પ્રજા તો, અન ટાઢુ ખાધે થાય છે;
(૧૧) બેઠે ન ખોદ્દો ભોંય જેથિ, આળસ બાળનિ જાય છે.
(૧૨) અતિ ખાવું નહિં રૂચિ વિના, તમે દુર ગુણુને ખાળશો.

આ નિયમ દ્વાદશ પ્રેમ પૂર્વક, નિત્ય બેનો પાળશો;
મણિલાલની આશિષ, જે કોઈ પ્રીત રાખી પાળશે.
તો બાળ બુધીવાન થઈ, સદ્ગૂણુ સઘળા ઝાલશે;
સદ્ગૂણુને સાથે લેઈ, દૂરગુણુને દૂર ખાળશો.
આ નિયમ દ્વાદશ પ્રેમ પૂર્વક નિત્ય બેનો પાળશો. ૬

**સ. રા. નાથાલાલ જેશંકર સ્વર્ગવાશી થવાથી.**

**ગણીજ દિલગીરી સાથે નીચે મુજબ છંદ**
**વાંચનાર સજ્જનોનિ સેવામાં અરપણ કરૂંછું.**

અરરર ઈશરે શું તમે કર્યું, સ્તન રંકનું કેમ તેં હર્યું;
હતિજ હોંશરે મનમાં ઘણી, અરરર કયાં ગયો મીત્ર તું મણી. ૧
મનનિ વાતરે મનમાં રહી, અરરર દુઃખમા કયાં કહુ જઈ;

રદય વેદના થાય છે ઘણી, અરર ક્યાં ગયો મીત્ર તું મણી. ૨
અતિજ હર્ષમાં નાથશું કર્યું, સરવ વાતનું સૂખ તેં હર્યું;
પલક એકમાં નામનો હણી, અરર ક્યાં ગયો મીત્ર તું ગણી. ૩
ઘણી હતીજરે આશ તાહરી, મળિશ ક્યાં હવે સાથમાં હરી;
અરર શું કરૂ ગૂણને ગણી, અરર ક્યાં ગયો મીત્ર તું મણી. ૪
ઘણુંજ સાંભરે તુજ વાલરે, અરર ક્યાં ગયો નાથુલાલરે,
તુજ વિગોગની વેદના ઘણી, અરર ક્યાં ગયો મીત્ર તું મણી. ૫
દશમ વીજિઆ શૂક્રવારરે, દિવસ ઉગતાં ને સવારરે;
સંવત ઓગણી ચાળિસો ભણી, અરર ક્યાં ગયો મીત્ર તું મણી. ૬
પલક એકમાં પ્રાણ તો ગયા, સરવ છોડિને ચાલતા થયા;
છ વરસોજમાં તો ગયો ભણી, અરર ક્યાં ગયો મીત્ર તું મણી. ૭
નગર લોક તો શોક સૌ ધરે, સકળ સ્નેહિયો આંસુડાં ભરે;
વિનતિ ઈશરે તો થઈ ઘણી, અરર ક્યાં ગયો મીત્ર તું મણી. ૮
હરનિશા ભણું તારૂ નામરે, ઉંમર નાનિને તુજ કામરે,
મિત્ર મળ્યા વિના વેદના ઘણી, અરર ક્યાં ગયો મીત્ર તું મણી. ૯
નગર ગાદરે નામ તાહરૂં, વિસરતું નથી રે હું શું કરૂં;
કુળકુળે મણી, લાલ તો ભણી, અરર ક્યાં ગયો મીત્ર તું મણી. ૧૦

### હરિગિત છંદ.

હઠ છોડી આ પુસ્તક લઘુ પ્રેમે કરી સ્વીકારશો;
ઉમંગ રાખીને તમે હરનીશ મન વિચારશો;
લાવો તમો તેમાંથી સદગુણ સાર સઘળા સાઈને;
જેમાં ફળાવ્યું સાર પ્રીતિ લ્યો બાળિકા સાઈને;

રવિ ઉગતા પહેલાં ઉઠી વાંચો સદા ચિત્ત રાખીને;
ચતુરાઈથી સદ્ગુણનાં ફળ લ્યો તમો નીત્ય ચાખીને;
નાખો તમે અજ્ઞાનતાનો મેલ દીલ ઉતારીને;
રચવાને એ અભિલાશ છે ભુલ વાંચશો સુધારિને;

## સમાપ્ત.

# અગાઉથી ગ્રહાક થનારનાં નામ.

## નારદીપુર.

નકલ.

૧૨૫ રા. રા. બાપાલાલ દોલતરામ. જોશી.

૧૦૧ રા. રા. હરીલાલ ઉમીયાશંકર. રાવળ.

૧૦૧ રા. રા. લાલજી જેશંકર. મેહેતા.

૨૫ રા. રા. સાંકળચંદ છગનલાલ. દવે.

૧૦૦ રા. રા. મોહનલાલ મગનલાલ. ગોજારીયા સ્કુલના બી૦ આ૦ મા૦

૫૦ રા. રા. રેવાસંકર દયારામ. જહા ચાણસમા સ્કુલ ત્રી૦ આ૦ મા૦

## વડનગર.

૫૦ રા. રા. પુંજાભાઈ તલસીભાઈ. વડનગર શાળાના ત્રી૦ આ૦ મા૦

૫૦ રા. રા. છગનલાલ જેઠારામ. રાવળ.

## સરડવ.

૨૫ રા. રા. વિશ્વનાથ ગવરીશંકર. સરડવ. સ૦ ગુ૦ શા૦ પે૦ આ૦

## મેસાણા.

૫૦ રા. રા. ગોપાલભાઈ અમરચંદ.

૫ રા. રા. મોહનલાલ દલીચંદ. શાહ.

**અમદાવાદ.**

૧૦ રા રા. મણીલાલ કેશવલાલ. ગાંધી.
૧૦ રા. રા. મગનલાલ બાપુજી. ગાંધી.

**પાટણ.**

૨૦ રા. રા. ફુલાભાઈ મોતીરામ.
ગુ૰ શા૰ ના૰ આ૰ મા૰

**સિંધપુર.**

૨૦ રા. રા. ડાહ્યાભાઈ મોતીરામ. જહા.

**પાંચોટ.**

૨૦ રા. રા. ચુનીલાલ હિંમતરામ.
સ૰ ગુ૰ શાળા૰ બી૰ આ૰ મા.

**ચાણસમા.**

૧૦ રા. રા. મનસુખ ઉદેરામ. ભટ

**કડી.**

૨૨૫ રા. રા. મંગનલાલ વ્રજભુખણદાસ.
૫૦ રા. રા. મગનલાલ હરગોવનદાસ.

**કલોલ.**

૨૫ રા. રા. ચુનીલાલ જેશીંગભાઈ.
૨૫ રા. રા. કેશવલાલ સાંકળચંદ.
૫૦ રા. રા. હરગોવન છગનલાલ.
કલોક જીનના કલાર્ક.

**વેડા.**

૧૫ રા. રા. અંબાલાલ છોટાલાલ ભટ.

**પળીએડ.**

# જાહેર ખબર.



સર્વે સુજ્ઞ સ્વદેશીઓને હું નીચે સહિ કરનાર ઘણી નમ્રતા પૂર્વક વિનંતિ કરૂં છું કે નિચે લખેલે ઠેકાણેથી. આ ચોપડી રોકડી કીંમતે મળશે. પચાસ ચોપડી લેનારને ટપાલ ખર્ચ માફ અને કમિશન આપવામાં આવશે. તા૦ ૧ માહે અગષ્ટ સને ૧૮૯૦.

**નારદીપુરમાં.**

રા. રા સાંકળચંદ છગનલાલ. ઠે. નાગરવાડામાં.

**કડીમાં.**

રા. રા. મગનલાલ વ્રજભુખણદાસ. ઠેકાણું. ગોલવાડમાં.

**લી૦ આજ્ઞાકિત્ત સેવક.**

**મણીલાલ છોટાલાલ.**

નિવાસ નારદીપુર.